શ્રી કૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત

# નરસિંહ મેહતો

## નાટકના ઓપેરા.

વાંકાનેર "આર્યહિતવર્દ્ધક" નાટક કંપની માટે.

રચીને પ્રસિદ્ધ કરનાર


રાવલ ત્રંબકલાલ દેવશંકર

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલીક.



આવૃતિ આઠમી પ્રત પાંચ હજાર.





શ્રી મહેશ મુદ્રાલય—સુરત.

સંવત ૧૯૬૪ સને ૧૯૦૮

કીંમત રૂ૦ ૦-૨-૦

## અખૂટ કૌવત આપનારી -

# 'આંતક નિગ્રહ ગોળીયો'.

તદ્દન વનસ્પતીની.

આ ગોળીઓ સ્ત્રી પુરૂષો એ બંનેને એક સરખી ઉપયોગી, અતી પૌષ્ટિક, પુરૂષત્વ આપનાર, લોહીની શુધ્ધિ કરનાર, ધાતુ દોષોને મટાડનાર અને નિર્બળ માણસને બળવાન કરનાર ઘણીજ ઉત્તમ દવા. કિમન્ત ગોળી ૩૨ બત્રીસની ડબી ૧ નો રૂપિયો એક.

## વૈદ્ય શાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.

આતંક નિગ્રહ ઔષધાલય.

હેડ ઓફીસ.........જામનગર.........કાઠીયાવાડ

બ્રાંચ નંબર ૧.........મુંબઈ.........કાલબાદેવી રોડ

બ્રાંચ નંબર ૨.........કલકત્તા......હેરિસન રોડ

બ્રાંચ નંબર ૩...........પુના......બુધવાર પેઠ

# પાત્રોનાં નામ.

સુત્રધાર }—નાટયકાર સ્ત્રી પૂરૂષ.
નટી

નરસિંહરામ—શ્રીકૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત જુનાગઢનિવાસીનાગર

અનંતરાય—નરસિંહરામનો સહોદર વડીલ ભાઈ

સારંગધર—અનંતરાયનો સાળો અને કમળાનો ભાઈ

લ્હેરચંદ—લોભીલાલનો દિકરો કોઇ સાધુ સેવી વાણિયો

માણેક—નરસિંહ મેહેતાની સ્ત્રી

કમળા—નરસિંહ મહેતાની ભોજાઇ અનંતરાયની વહુ

કુંવરબાઈ—નરસિંહરામની દીકરી

શામળશા—નરસિંહરામનો દીકરો

ભદ્રશીલા—લોભીલાલની સ્ત્રી અને લ્હેરચંદની મા

લોભીલાલ—મહાન લોભી વાણીયો લ્હેરચંદનો બાપ

ખોખલો—શ્રીરંગધરનો ગોર. વડનગર નિવાસી

મદન મેતો—જુઠીબાઇનો બાપ શામળશાનો સસરો

માનબાઈ—મદનમેતાની સ્ત્રી જુઠીબાઇની મા

જુઠીબાઈ—શામળશાની સ્ત્રી મદન મેતાની દીકરી

તાના } જુઠીબાઇની સહીયરો અને નરસિંહરામની શિષ્યા શ્રેષ્ટ
રીરી }—ગાનારી

દિક્ષીત—મદન મેતાનો ગોર વડનર નિવાસી વિપ્ર

શ્રીકૃષ્ણ—પરમાત્માનો દ્વાપરમાં થએલો અવતાર

રાધાજી—મહામાયા જગત જનુની શ્રીકૃષ્ણની સ્ત્રી.

માંડળિક—જુનાગઢનો રાજા

**પદ્મસેન**—વડનગરનો રાજા

**જીબલ**—શ્રીરંગધરની દીકરી કુંવરબાઇની નણંદ

**ધર્મરાજા**—મૃત્યુલોકના જીવનો ન્યાય કરનાર ન્યાયાધિશ

**વિષ્ણુ**—સત્વગુણના અધિકારી ક્ષીરસાગરવાસી પ્રભુ

**પાનકુંવર**—શ્રીરંગધરની વહુ કુંવરબાઇની સાસુ

**રામકુંવર**—શ્રીરંગધરની પુત્રવધુ કુંવરબાઇની જેઠાણી

**શ્રીરંગધર**—નરસિંહરામનો વેવાઇ કુંવરબાઇનો સસરો

ભરવાડ, સાધુઓ, નાગરો, ગોપીઓ, શંકર જાનૈયા, જાત્રાળુ, ભીમ, સુખાનંદ, વસંતરાય, સન્યાસી, ભીમડો, શૈવી, રાજમાતા(વિગેરે



# શ્રી કૃષ્ણ ભગવાનના પરમભક્ત નરસિંહ મહેતાના નાટકનો ટુંક સાર.

## અંક પેહેલો.

પ્ર. ૧ માં નટી અને સુત્રધારની વાતચીતથી વસ્તુ સુચન.
પ્ર. ૨ માં સારંગધરની ખટપટ લ્હેરચંદની પરોક્ષ રીતે ભલાઈ, નરસિંહરામના કુટુમ્બની ધીરજ અને અનંતરાય તરફથી નરસિંહરામના કુટુમ્બને તિરસ્કાર.
પ્ર. ૩ માં લોભીલાલનો લોભ, ભદ્રશાળાની ભલાઇ અને લ્હેરચંદ તરફથી નરસિંહરામના કુટુમ્બને મળતો આશ્રય.
પ્ર. ૪ માં—ભરવાડ સારંગધર અને લ્હેરચંદ વચ્ચે ભકિતનું ખંડન મંડન તથા નરસિંહરામના સાત અપવાસથી ગોપનાથ મહાદેવનું પ્રસન્ન થવું.
પ્ર. ૫ માં—કુંવરબાઇનું સાસરે જવું. ભાઈ બ્હેનનો પ્યાર. માતાનો વાત્સલ્ય ભાવ, લ્હેરચંદની ભલાઇ અને સારંગધરની બુરાઇ.
પ્ર. ૬ માં—કાનગોપીનું રાસ મંડળ અને નરસિંહને વરદાન મળવું.
પ્ર. ૭ માં—લોભીલાલનો હાસ્ય રસ ભરેલો લોભ.
પ્ર. ૮ માં—તાનારીરી સાથે જુઠીબાઇની નિર્દોષ રમત તથા મદન મ્હેતે દિક્ષિત પંડયાને જુઠીબાઇનું વેવિશાળ કરવા મોકલવો.
પ્ર. ૯ માં—નરસિંહરામની ઉદારતા, સારંગધરની નીચતા, લ્હેરચંદે નિરપક્ષપાત રહી કરેલો ન્યાય નરસિંહરામે ઢેઢને ત્યાં ભજન ગાવા હા પાડવી જેથી સારંગધરે નાતબાર કરવા વિચાર કરવો દિક્ષિતે આવી પ્રભૂની માયાથી નાગરના છોકરાઓને નાપાસ કરી નરસિંહરામને ત્યાં જવું.

પ્ર. ૧૦ માં—સારંગધરે મહારાજા મંડળિક પાસે નરસિંહરામ માટે ફરિયાદ કરવી.

પ્ર. ૧૧ માં—પ્રભુની ભક્તિમાં ભાન ભુલેલા નરસિંહરામના પૂત્ર સામળશાનું પ્રભુએ વાણીયાના વેશથી સગપણ કરવું અને સારંગધર તથા લોભીલાલની સમક્ષ અંતરીક્ષથી રૂપા મોહોર આપવી.

---

## અંક બીજો.

પ્ર. ૧ માં નરસિંહરામના દીકરા સાથે સગપણ કર્યું જેથી મદન મેતાએ નારાજ થઇ નરસિંહરામથી લાવી શકાય નહીં તેવી સામગ્રી સાથે જાન લાવવા નાગરની શીખવણીથી પત્ર લખી દીક્ષીતને મોકલવો.

પ્ર. ૨ માં—મદન મેતાનો કાગળ વાંચી નરસિંહરામે પ્રભુની સહાયતાથી તૈયારી કરવી અને માંડળીકની પરીક્ષામાં નિર્લોભી ઠરવું. સામળશાની જાન જોડવી.

પ્ર. ૩ માં—શ્રીકૃષ્ણ ભગવાને રીસાયલી ગોપીઓને મનાવી જાન જોડવા તૈયારી કરવી.

પ્ર. ૪ માં—નરસિંહરામની જાન જોઇ સારંગધરે મશ્કરી કરવી ત્યાં યાદવકુળ સાથે કૃષ્ણ ભગવાને આવવું. કુંવરબાઇ તથા સામળશાનું રીસાવું અને પ્રભૂએ મનાવવાં વિગેરે.

પ્ર. ૫ માં—જાન જોઇ મદન મેતાનો પસ્તાવો રાજા પદ્મસેનનું આવવું મદન મેતાને ધીરજ દેવી અને શામળશાના વિવાહ થવા વિગેરે.

પ્ર. ૬ માં—નરસિંહ મેહેતે તાનારીરીને વરદાન દેવું. જુઠીબાઇએ સખીઓ સાથે ગરબો ગાવો. સામળશા સાથે વિનોદ વાત કરવી નરસિંહરામે જાત્રાળુને હુંડી લખી આપવી અને માણેકબાઇનું મરણ થવું.

પ્ર. ૭ માં—લોભીલાલે જીવન ગોરને મરવા પડેલી ગાય દાનમાં આપી મરણુને શરણુ થવું.

પ્ર. ૮ માં—નાગર જ્ઞાતિએ નરસિંહરામને જમવા નોતરી ભાણુપરથી ઉઠાડવો જેથી કૃષ્ણુ ભગવાને કોપ કરી નાગર જ્ઞાતિમાં ઢેડ બતાવવા.

પ્ર. ૯ માં—લોભીલાલને પૂન્યના બદલામાં બે ઘડી કામદુગ્ધા સોંપવાં અને લોભીલાલે ધરમ રાજાને શીંગડે મારવા હુકમ કરવો જેથી આગળ ધરમરાજા પાછળ કામદુગ્ધા અને તેની પાછળ લોભીલાલે નાસવું.

પ્ર. ૧૦ માં—ધર્મરાજાએ વિષ્ણુને શરણે જવું ત્યાં બે ઘડી પૂરી થવી લોભીલાલને પાપથીશીક્ષા કરવા તૈયારી લોભીલાલે ડહાપણુથી પાપ મુક્ત થવું.

---

## અંક ત્રીજો.

પ્ર. ૧ માં—કુંવરબાઇનું સીમંત. સાસુ નણંદ તથા જેઠાણીની ક્રૂરતા અને કુંવરબાઇની નમ્રતા.

પ્ર. ૨ માં—નરસિંહરામને વિષયલંપટ કરવા સારંગધરે ફુલકીને મોકલવી.

પ્ર. ૩ માં—કૃષ્ણુ ભગવાને શામળશાના રૂપથી જાત્રાળુને હુંડીના રૂપીયા આપવા.

પ્ર. ૪ માં—ફુલકીનો ફરેબ નરસિંહરામનું જીતેંદ્રિયપણું અને કુંવર બાઇને મામેરૂં કરવા તૈયારી.

પ્ર. ૫ માં—કુંવરબાઇ સાથે તેના પતિ વસંતરાયનો જુલમ અને કુંવરબાઇની ધીરજ.

પ્ર. ૬ માં—નરસિંહરામની નાગરોએ મશ્કરી કરવી નરસિંહરામે પ્રભુ પાસેથી વરસાદ વાટે પાણી લેવું નરસિંહરામની દ્રઢતા જોઇ શ્રીકૃષ્ણે દામોદર દોશીના રૂપથી કુંવરબાઇને મામેરૂં કરવું તથા અંતે ભજન ગાઈ આકાશ વાટેથી ઓછો રહેલો કમખો મંગાવવો વિગેરે.

પ્ર. ૭ માં—સારંગધર તથા અનંતરાયે નરસિંહરામની નીંદા કરવી સારંગધરને સર્પડંશ થવો નરસિહરામે આરામ કરવો છતાં સારંગધરે નરસિંહરામના મામાને સાથે લઈ ભજનમાં ભંગ પાડવા જવું.

પ્ર. ૮ માં—નાગરોએ છુપાવું નરસિંહરામને તેની મામીને રૂપે ભગવાને પાણી પાવું જે જોઇ સારંગધરે નરસિંહરામ ઉપર ફરિયાદ કરવા જવું.

પ્ર. ૯ માં—સન્યાસી રામભક્ત તથા શૈવીએ મળી નસસિંહરામ સાથે માંડળીકની સભામાં ધર્મ સંબંધી વિવાદ કરવો તેમાં સન્યાસીની ખોટી વાકયપટુતાથી તથા સારંગધરની ખોટી ફરયાદીથી માંડળિકે નરસિંહરામને કેદ કરવો.

પ્ર. ૧૦ માં—વિધવા થયેલી જીુડીબાઇ તથા કુંવરબાઇ પ્રત્યે સારંગધરે નિર્લજવાત કરવી અને જેથી તીરસ્કાર પામવો બાદ પ્રતીહારે બોલાવવા આવવું જેથી જીુઠીબાઇ તથા કુંવરબાઇએ કારાગારમાં જવું.

પ્ર. ૧૧ માં—નરસિંહરામને માંડળીક મારવા તેયાર થયો જેથી પ્રભુએ કેદારો છોડાવવો. હ્હેરચંદે ખબર આપવા નરસિંહરામે કેદારો ગાવો પ્રભુએ આવી નરસિંહરામને હાર આપવો સહુ સહુની ભાવના મુજબ દર્શન દેવાં. સજ્જનને વરદાન આપવાં વિગેરે—શાંતિ શાંતિ.

---

શ્રી કૃષ્ણ ભગવાનનો પરમભકત.

# નરસિંહ મેહેતો.

## નાટકનાં ગાયનો.

સુત્રધાર— (૧)

તારણ વિભુ સુખ આગાર, ધારણ ધરણી ધીરથી ભાર,
ખળ દળ ગંજન વિચાર વરદા કારણ... ... ... ...તારણ
અકુળ, અગમ્ય, કરણી રમ્ય નિગમ વંદિત વારવાર
મંગલ કરણ પ્રધાન સત, સાર સાર... ... ... ... તારણ

નટી— (૨)

વૃજવાસી અવિનાશી, વિહારી મોરારી (૨)
માસી મારી, દાસી તારી, પુતનાને કુબજા... ... ......વૃજ.
વૃંદાવનમાં ધેનું ચારી, આહિર કિધાં સહચારી,
મૈયારીનાં મહી લુટયાં ગોવરધન તોળ્યો ગીરધારી
સોળ સહસ્ત્રથિ રંગે રમિયા, છતાં ગણાયા બ્રહ્મચારી......વૃજ

(૩)

અનંતરાય, સારંગધર, કમળા. — નકટ નિર્લજ નકટા નરસઇયાની નારી નીકળ તારી વેળા બહી

માણેક—જાતાં જાતામાં કાં મામાજી મારો છો મેણાંટોણાં હવે હદ થઇ

કુંવરબાઇ—, શામળશા— — કરડી આંખો સાને માટે કરો છો, ભુંડાઇનો ભાર ભાણુ ભર્યા

**અ-સા-ક**—અભાગીને પેટે પડયાં શું જઇ... ... ... ...નફ્ટ.

**લહેરચંદ**—તમે અભાગી એ છે સુભાગી,

**અ-સા-ક**—તારી પણુ સાથે શુદ્ધિ બુદ્ધિ ગઇ... ... ... ...નફ્ટ

**કું—શા**—છાતીમાં ઘાલ્યાં પ્રિતેથી પાળ્યાં ઓચીંતી આવી મતિ
સાથી થઇ.

**અ-સા-ક**—ખાતાંને પીતાં એ લાલાં વિત્યાં જાઓ હવે પાણી
હરામ કહી—નફ્ટ.

**લોભીલાલ-લહેરચંદ— (૪)**

**લોભી**—માથું કુટીને મર પણ નહીં દઉં જર ઉડાવા (કોડી એક)

**લહેર**—ખુબ ખરચો જર આવ્યો અવસર

**લોભી**—થઈ બાવા.........(અંતેતો)

**લહેર**—ખરેખર છો પથ્થર

**લોભી**—બુડી મર, બુડી મર

**લહેર**—હેં ?

**લોભી**—હા ? હા ? પૈસો મારો પરમેશ્વર ને હું પૈસાનો દાસ
પૈસો આપે દિનને તેનું જાય સત્યાનાશ,

**લહેર**—આવો ધરમ જગ ફેલસે, ભાર કેસ માતાજી ઝીલશે.

**લોભી**—નનામિમાં વિત્ત મેલશે, ફુલડું ભાવીનું ખીલશે.

**લહેર**—હે ?

# (૫)

## લહેરચંદ, સારંગધર, ભરવાડ.

**લહેર**—ધરણીમાં વ્યાપક જળ સ્થળે શ્રી "જગતનાથ" છે
સુજનને ફળ ખળને સજા તેને હાથ છે,
ભક્તને સુખે સુખી દુઃખે દુઃખી દયાળુ થાય છે.
દુષ્ટની કરી કજા સુખી પ્રજા કરવા ધાય છે. ધરણી.

**સારંગ**—(પુન્ય પાપ એ મનથી માન્યાં. પોથાં થોથાં જાણો)
(મરજી મુજબ ચાલી જગમાં મોજ મજાની માણો)

**ભરવાડ**—ઠાલા ભુલા ઠાકર હારૂ બાઝી કાંમરો,
બાઝી કાંમરો એ મુરખા કજીઆ કાં કરો...ઠાલા,
હડકાયા થઇ હડીયું કાઢો, ઠામેનાં ઠરો
હાસા દસતો ભાવ હોય તો ક્યાં સેધપરો...............ઠાલા.

**લહેર**—.............................ધરણીમાં

**શામળશા**— (૬)

મુજને તજી નહીં જા, પ્યારી આ મ્હેની
વિર વિર કહેતી બચીઆ લેતી થાતું નમેરી કાં પ્યારી.
રમી મુજ સંગે જમી ઉમંગે, હવે પંખીડી નથી. પ્યારી.

**કુંવરબાઈ** (૭)

પૂરણ પામી પ્રીતેથી શણગાર, પૂજું પૂરૂષોતમ નિરધાર;
હીર ચીર પટહાટક હીરા, આછું અંગ ઓપાવે (માત)
એથી અધીકું અંગ ઓપાવે, હરિ કીરતન જો જીભાપરે આવે;

કૃષ્ણ નામનાં કંકણ રૂડાં હરિ નામનાં હારો (માત)
ચીર ચત્રભુજ નામ તણાં સુ, પીઅરથી એ કરીઆવર મારો...પૂરણ

## (૮)

## કૃષ્ણ, શંકર, નરસિંહ.

કૃષ્ણ—હર હર હર આપ દરશ, પામી થયાં શીત નયનો
અતિ જગ ભ્રમ હરણ હાર.............................પામી.
આપ ચરણ કમળ ખાસ, તજે નહી મન મધુપ પાસ;
આશીશ ઈચ્છે છે એવી દાસ.............................પામી.
શંકર—મુજ મન માનસરમરાલ, થઇ રહો સદા પ્રણતપાલ
તો હું માનીશ કર્યો નીહાલ.................................
કૃષ્ણ—.................................હર હર હર
નરસિંહ—હરિ હર પ્રભુ દિનદયાળ, ચાહું નહીં ધનદારા કે બાળ
શરણ લ્યોને ત્રોડી જંજાળ,
કૃષ્ણ.................................હર હર હર.

## (૯)

નાચો નાચો આલી મોરી તાતા થઇ તાતા થઈ
ગાઓ ગાઓ સંગીત સુધારી
લયશ્રુતિ ગ્રામકો બિચારી પે વારી, જેસી રીતિ વ્હેસી પ્રિતિ
છાંડી ભિતિ રાસ રચો.....................   નાચ
તનન તનન તાના તોમ તાના તદેરે, વા કેસી સોહે
બ્રહ્માદિ મોહે ઓ નભચારી, શુદ્ધિ બિસારી

ગૌ ચણુ ત્યાગ્યો જ્યાં મન રાગ્યો, જ્યાં સુધા પાગ્યો
રાસ રચ્યો........ નાચ્યો
ગાન તાન છાઇ રહ્યો વૃજમેં સરિતાકો નિર અચલ ભયો,
મુદ છવાઈ રહ્યો, આજ રંગ રાગ ઉમંગ ભયો,
દિન યહિ ધન્ય હે ત્રિલોકીમેં એસો કહું દિન નહીં એહેં પ્યારી.

## સારેગમ.

સાસાનીરે સાની ધપ ગરે ગમ ગરેસા પનીસા પનીસા
સારે ધનીસાધનીસા રેગમ પધ નીધપ
નીધપ ગરેગરેની સાની સારેગ
ધની સારેગમ ગરેસાનીની સાધપમગ પમગરે મગરેસાની સારેગ
ધની ધની સાનીધપગ, ધપ ગરેસા, સાગરેસા
નીનીરેશાનીધ, ધસાનીધપ, પનીધપમ, મધપમગ,
ગપમ ગરે, રેમ ગરેસા... ...(નીસારેગ)
સાસા રેરે ગગમરે ગમપ ધધની નીપપ નીધપમ ગધપમગ
સારેગ સાસા રેરે નીનીરેસા નીધપ સાનીધપ
ગપધ સાનીધપ મગરેસા... ... ......(નીસારેગ)

**સોભીલાલ લહેરચંદ—** (૧૦)

**સોભી**—હોટે મારીને મોઢું રાતું રખાય કેમ
(માનું એમ હરિ હેમ)
**લહેર—**(નરકે જાવાનો એ નેમ)
માયામહી લપટાઇરે ખતા ખાશો કાકા ખાંતથી
**સોભી**—પાઈ દેતાં આવે મને વાઇરે. (એક)

**લહેર**—ખતા ખાશો કાકા ખાંતથી
**લોભી**—ફોગટ જામાં ફાટી જાજા તારી માના માટી
**લહેર**—(સાડી બુદ્ધી નાઠી બુઢા દશા દેખું છું માઠી)
**લોભી**—તું બાળ થયો કાંકાળ ઓઢી ચોફાળ રહું મો વાળી (૨)
કાં કપુત નીકળ્યો પૂત ખરે જમ દુત.
**લહેર**—વાહ ? વાહ ? વાહજી ! વાહ ! વાહ ? વાહજી ! જીજીજીજી

## **જુઠીબાઈ—રીરી—** (૧૧)

**જુઠી**—માણો મોહન જોબનીઉં જાયે દુર
**રીરી**—તારાં નયનોનાં બાણુ મારૂં ભેદે ઉર
**જુઠી**—મીઠું મનહર મુખડું મયંક છેરે
**રીરી**—તારી સિંહ કટી સરખી લંક છેરે
**જુઠી**- આપ રતિ પતિ નાથ સમ ઓપતારે
**રીરી**—તારા દાડમ કળી જેવા દાંત શોભતારે
રૂડી રંભ થંભ સરખી જંઘ છેરે
**જુઠી**—..........................................માણો.

## **કૃષ્ણ**— (૧૨)

વાહ? મુજ દાસ પૂરણ પાસ
જગત સકળની તજી દીધી આસ વાહ ?
સદા સીતળ કર કેરૂં ચકોર સુંદર સુ પાન કરતાં
અતિ નયન ઉરસું નરસિંહ મુજ મુખ ઉપર વારતા
ધરી ધીરજ ઉર માંહ્ય શ્રવણ શુભ મૃગ સ્વર ઉતારના.
ગણી પરમ મમ નામ ભક્ત અંતર અચળ ધારતા—વાહ?

ગ્રીઓ - (૧૩)

આજ મારે અનુપમ અવસર આવ્યો અતિ આનંદમયરે
મોતી મણીયે ચોકજ પુર્યાં દધિ કુસુમ મયરે
કરમાં શ્રીફળ કનકતણું વિર "શામળશા" નેરે
પાટ ઉંપરે નયને નિરખી મનડું માનેરે........આજ મારે.
તોરણ આસોપાલવ કેરાં દ્વારે લટકેરે,
સુખ અતિશય મુખથી કહેતાં વાણી અટકેરે.
મળી માનુની સહુ મંગળ ગાએ મુદ ભર મન હરરે
મુખ નીરખી માણેકબાઇ વારે તન પરરે—આજ મારે.

નરસિંહરામ—શામળસા—વિગેરે-(૧૪)

વાલા વેગે આવોરે દયા દિલે લાવોરે, બીડું મારી ભાંગવાહાજી
નહીં આવો તો છાનાં ઉંઘાડું બધાં છીદ્ર ... ... વાલ.
આહેરડામાં ઉછર્યાં ગોવળીઆમાં વાસ
કાંધે કાળી કામળી માગી પીતા છાસ,
માતા કેદે મુકીયાં, પુરો મારી આશ.
....................હું રાખું તમથી દાવોરે...બીડું.
એ માના એ બાપના નકટા નિર્લજ બાળ
મહી માંખણના ચોરટા કંસ તણા હે કાળ
સોટ તજો રાધા તણી દુરિજન આપે આળ
સિરા વેગે ધાઓરે ... ... ... ... બીડું.

——⁂——

## અંક બીજો.

**જુઠીબાઇ—** (૧૫)

લખ્યા વિધિના ફરે નવ લેખ, થાય તેવું જેવી કરમે રેખ લખ્યા
સુર્યવંશી રાજાઓ "હરિશ્ચંદ્ર" જેનું નામ,
પુત્ર પત્નિ વેચીયાં ( જેણે ) પોતે વેચાયો નિચધામ (સત્યકાજે)
બળી બંધાયો વચનથી જેણે કીધા યજ્ઞ અપાર,
વામનજીયેં ચાંપીયો (જેને) પોતે રહ્યા તેને દ્વાર ( ત્રણે દેવો )

**નરસિંહરામ—** ( ૧૬ )

વાલા મારા હાંકુ ઝાલીને દેમાં મને છેહરે. હો.
સરવાળો સાધે નાથ... ... ...
સ્વામી મારા મેં તો સોંપી છે તને મારી દેહરે. હો સરવાળો.
" સખિ ભાવથી મેં ભજ્યો, નર થયો નારી રૂપ
ત્યારે તેં વર આપીયો, પાળ ત્રિભુવન ભૂપ. હો સરવાળો.
મેં નથી માર્યાં માવલા, તારા માને બાપ
મરણ પામીયાં મોતથી, નિવાર મારા તાપ. હો સરવાળો.

**કુંવરબાઇ તથા શામળશા—(૧૭)**

**કુંવર**—વારી વારી શું શોભે છે વીરો, બીજા પાંચીકાને પોતે હીરો
પીરસું ખોબલીયે ખાંડુંનેખીરો, દેશે બેનને બહુ હીર ચીરો.
ધરણીધરનો સેવક સદા ધીરો, જેને નિરખીને લાજે અમીરો વારી

**શામળશા**—શુભ ચાહક જગવિરનુબ્હેન વિનાં નહીં કોય
**કુંવર**—વંશ વધારક તાતના, દીર્ઘાયુ તવ હોય,
**શામળશા**—આપ તું આશીશ, સુખડાં પામીશ, દુખડાં વામીશ બ્હેન
**કુંવર**—... ... ... —વારી વારી.
**શામળશા**—ધન ધન મારી બેનડી, વિણ સ્વારથ તુજ પેર
**કુંવર**—સ્વારથ સહુ સંસારમાં, નહીં "નરસિંહ" ને ઘેર
**શામળશા**—સાચી સાચી પ્રીત ચોટી તારે ચિત્ત ગાતું મને ગીત બ્હેન
**કુંવર**— ... ... ... વારી વારી.

**માંડળીક**— (૧૮)

વારે વા વારે વા કેવી લહે લાગી હરિમાં
કપુર મળ્યું મરીમાં વાસરી સિંધુમાં વારે વા.
હરિ હરિના દાસો ને એક રૂપ છે, હરી સિંધુ દાસો મેઘ જેવા.
દાસો વાયુ થી ખંડ તરૂ હરિ છે વારે વા.
દયા દિનતા સહાય વસી ઉર છે, તરૂવર સરોવર સંતે:
નીજ દેહી પરમારથે ધરી છે વારે વા.

**કૃષ્ણ**— (૧૯)

## કૃષ્ણ, રાધા, જાંબુવંતી, સત્યભામા.

**ત્રણે**—હરિ જાઓ જાઓ છોડો છોડો માનીતીને બોલાવોને સ્યામ
**જાં**—હવે નહીં બોલું મારો ઘુંઘટો ન ખોલું મુકો નામ
**કૃષ્ણ**—વ્હાલી મારી કાલી ભુલી, હઠ કરી હઠે શું ભરાય
નહીં સોહાય, નહીં સોહાય, નહીં સોહાય
**ત્રણે**..............છોડો હાથને.............જાઓજી જાઓ.

**જામ્બુ**—ઉજળું એટલું દૂધ જાણીને હગાઇ બાઇ
**રાધિકા**—ભોળુડા તે મગડામેં માન્યા સખિ ભુલી ગઇ
**કૃષ્ણ**—કદી મારી ભુલ હોય, માફી દેવી જોઇયે તોય
ત્રીજે કાને સુણે કોય જરાતો વિચારી જોય.
**ત્રણે** —(ત્યારે અમે નથી લાયક)
**કૃષ્ણ**—રાણી જાણી હવે વાણી તમારી મેં સોંપુ સહુને કામ
**ત્રણે**—આધીન રહીને ચાલો જો સ્વામી તો રીસાવું શું કામ
**રાધા**—વિગતેથી વહેંચી આપો વ્હાલા મારા અધિકાર
જાણીયેં જરૂર તો તો પૂરે પૂરો રાખ્યો પ્યાર,
**કૃષ્ણ** -સત્યભામા તેડી જાય, રાધિકાજી ગીત ગાય
જામ્બુવંતી વાયુ વાય, લક્ષ્મી દીપક સાય.

**શામળાશા, કુંવરબાઈ—** ( ૨૦ )

માતા રાણી રાધિકા પિતા જગત પ્રતિપાળ
સાચાં એજ સંબંધીઓ બીજી આળ પંપાળ
જગતણી અટપટી ખટપટ છોડી નાથજી નામનારે (૨)
હાર હૈયે હોંશે ધારીયા છે ( રૂડા )
સ્વારથી સંગ છોડયો નાથથી નેહ જોડયો
પાપનાં પુતળાં સંસારી યા છે ( કુડાં ) જગતણી
પૈસા માટે પાળતાં સહુ સંસારી સ્નેહ
પ્રાણસંગ સ્વારથ ગયો, કરે દેહની ખેહ
દીપ નજરેથી દેખી પ્રીત પ્રપંચી પેખી
તાપ ત્રિવિધના નિવારિયાં છે (ફેરી)

ઢાલ ધીરજની ધારી ભાલું ભકતીનું મારી
માન મદમોહ મનથી મારિયાં છે ( વેરી જગતણી. )

**સીઓ—** ( ૨૧ )

એક ખેડયાંરે ખેતરનીરે ખીડજ વાપરીરે
એક તેનોને ઘડાવ્યોરે માણુકથંભ
વનમાળિરે કેરો માંડવોરે.............................ટેક
મોરે મદનરાયરે વ્હેવારીયાની પરણે બેટડીરે
પેલા નરસિંહરામ હળખેડુની આવે જાન...............વન.

**સીઓ—** (૨૨)

વેગે હાથીડા વેવાઇ લાવેરે, માથે સોના અંબાડી ચડાવેરે
બેસે બેસેરે વાસુદેવનોનંદ પુનમ કેરો ચંદ
દીવા કેરી જ્યોતકે ભાઇ ભાઇરે અજવાળાંરે
ક્રુટી લાપશીઓ તે રંધાવોરે માંહી ઘીની તે રેલું ચલવોરે
જમે જમેરે વાસુદેવનો નંદ...........................પુનમ.
રૂડા ઢાળે તે વેવાઈ ઢોલીયા માથે ઓછાડ તે અણુમોલીયા,
પોઢે પોઢેરે વાસુદેવનો નંદ...........................પુનમ.

**સર્વ સાહેલી—** ( ૨૩ )

આજે આનંદની રેલ ( ૨ ) કાનાને મળશું વૃજની વાટમાં
ખેલી ખાંતેથી ખેલ ( ૨ ) ઝીલીશું સરવે જમુનાં ઘાટમાં
મળે માર ઠાર નાર નેહથી ટળે સાવ આગ દાહ દેહથી
ઉર નહીં ઉચ્ચાટમાં..................................આજે

**સાખી**—શરદ પુનમની ચાંદની ખીલી છે ખુબ રંગ
રૂપેરી પટ પ્રેમથી અવની ઓઢયું અંગ
આવી રૂડી રજની રમાય, માય અંગ અંગ રંગને ઉમંગસું
કાનજી કૃપાલ ગોલ વ્હાય વાય પ્રિત રીત ધારશું ઉમંગશું
સખી ગાશું ગુણિલું ગાન, લેશું મળી સહુ શુભ તાન
સુણી ભુલે મુનિવર ભાન કરે હરી અધર તણું પાન

**સાખી**—સોળ કળા પુરી સજી, ચડયો ચંદ્ર આકાશ;
ગરવ માનુનિ મુખનો ઉતારવાને ખાસ.
આવી વેળા વિતિ જો જાય પાછી કયારે મળેરે,
એમ હરી સંગાથે મળાય જેમ લુણ પાણી ગળેરે,

**સાખી**—અનેક સરિતા એકઠી મળતી સાગર સાથ.
પ્રેમ લક્ષણા પાળિને મળિએ હરિ સંગાથ. આજે.

**જુઠી—શામળશા** (૨૪)

**જુઠી**—સાચો સ્નેહી શામળો સુંદર રાધિકાનો વર
નહિ તજે હવે હાથ......................સાચો.
**શામળશા**—સ્નેહામૃત તણું સરોવર સુખનો સાગર
જડિયો જીવન સાથ
**જુઠી**—હેતથી મનાવીને મોહન રાખુ ઉર સાથ.....સાચો.
**શામળશા**—પ્યાર ધારી જીભ ગાન એનાં ગાય વાર વાર
**જુઠી**—નાથ નામનો ઉચ્ચાર ઉરમાંહિ તારતાર
**શામળશા**—દુઃખ ભાર ટાળનાર એજ તારનાર
**જુઠી**.........................સાચો.

**શામળશા**—મનહર મીઠે મુખડે, વારૂ લાખોં માર

**જુઠી**—પૂરણુ પ્રેમે પરખીયો, સકળ સ્નેહનો સાર   સાચો.

**લહેરચંદ—** ( ૨૫ )

હવે મને હરી નામથી નેહ લાગ્યો;
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યોરે
માયા મંદિર મારા મનથી મે મુકીયાંને ઇંદ્રિની ઓળખાણુ મુકી
હેમ હીરાથી હાર મઢેલા જે ચાલ્યો તે ઉપર મુખે થુકીરે...હવે મને
કોના સુત તાત કોના માતા ને ભ્રાત સરવે સ્વારથનાં સગપણુ રાખે
પ્રાણુ ગયા પછી પાસે ન આવે કાઢો કાઢો મુખે ભાખેરે   વાહ.

( ૨૬ )

## સારંગધર—અનંતરાય—નાગરમંડળ.

**સારંગ—અનંત**—ઠીક જમજો (૨) દેહથી વટલેલ નરસિયા સંગ.
ધીક નાગર શ્રેષ્ટ સરવથી નેષ્ટ તે બનિયા.
**નાગરમંડળ**—(હાહા) ભકત નરસિંહરામ ઉત્તમ શ્રેષ્ટ તેથી કયા;
**શારંગ—અનંત**—(વાવા) પાણીમાં ડુબી મરો.
**નાગરમંડળ**—ખર છે ખરેખરો, જાને તું ત્યાંથી પરો,
**સારંગ—અનંત**—......................ઠીક જમજો.
લોક કેરા થોક નિંદે પોક દઈ રડજો,
**નાગરમંડળ**—(હાહા) ભ્રષ્ટ થાજો નષ્ટ તુજ કુળ ભ્રષ્ટ પણુ પડજો
**સારંગ—અનંત**—(વાવા) સાધુ છો શીરા તણા,
**નાગરમંડળ**—મુકીશ નહીં મણા તને ધીઃકારો ઘણા.
**સારંગ—અનંત**—......................ઠીક જમજો.

---

# અંક ત્રીજો.

કુંવરબાઈ— (૨૭)

સિમંત સમયે સારૂં, લાવેકો મામેરૂં મામેરૂં મારૂં. (૨)
ભ્રાત નથી કે માત નથી, ઉજડ મહિયર એક તાત;
તેતો ભગત જગત રીત, સમજે ન કાંઇ જેથી હારૂં—સિમંત
સાસુ નણંદ વાંકાં વેણ બોલે છે દુષ્ટ દુઃખ દેણુ;
લોક સરવ ગરવ ભેર બોલે છે બોલશ્યે વિસારૂં......સી.

કૃષ્ણ— (૨૮)

જે જાળ જગતની ત્રોડી ફોડી મુજ શરણમાં આવેરે;
ભવ દુઃખ તેનાં જાયે ભાગી, તાપ ત્રિવિધ નવ તાવેરે...જે.
સંસારાનું સગપણ છોડી, ભકિત મારી ભાવેરે,
તેનો દાસ થઈ હું દોડુ, જરી શરમ નવ આવેરે......જે.
સરિતા સાગરમાં મળી, લહે જેમ વિશ્રામ;
તેમ ભક્ત મુજ રૂપમાં, મળી લહે આરામ;
મારે આધારે રહે, મારા ગુણ જે ગાય,
મનુષ્ય મજુરી આપતા, હુંથી કેમ રખાએ..............જે.

નરસિંહરામ તથા સાધુઓ— (૨૯)

મારૂં તારૂં મુકીદયોને, ફરિ ફરિ નાવે કયાંઇ,
આવો રૂડો મનખો તે ગુમાવો ન ભાઇ........મારૂં.
ખરી જરી ગાદી સારી સુતા સદા શેઠો શાણા,

લુટી ઝુંટી માયા મેળી, કોટીપતી કેવાણા,
ગણ્યાં નહીં જાયે તેથી, સુતો તોળી વ્હેચ્યે નાણાં,
એવા એવા ગયા છે ચાલી ન મળે ઠેકાણાં.....મારૂં.
રણે ચડે વેરી સામા ધરાને ધ્રુજાવે ધીરા,
મુછો ધરે લાંબુ હરતા એવા પણ વીરારે.
દેદી બખતરમાં જેની સમાતીન હાકમ હીરા,
ભલા ભલા કાળે ખાધા, સુણી સત્ય ગીરારે.....મારૂં.

કુંવર—વસંતરાય— (૩૦)

કુંવર— નાથ પ્યારા, બોલો ગુણીખારા, થાયે કટકા છાતીના,
શાને ચીડો છો પ્યારા હું છું તમારી દારા,
કરૂં ના ઘડી ન્યારા...........નાથ...........નાથ.
રથ હાંકયો અર્જુનનો, એવા દીન દયાળ,
સ્યે તમને ભાવે નહીં, પ્રણત તણા પ્રતિપાળ.
બોલો મારા કેમ ગમતા નથી, રામ રદય કેમ રમતા નથી;
સ્વામી સુધા કેમ જમતા નથી, જગવંદ્યને કેમ નમતા નથી,
ચેતો શાણા સ્યામ..............................નાથ.
વસંત— નીકળ નીકળ વિષમ વચનની કહેનાર તું,
મલિન કરે છે મારૂં, સદન નષ્ટ નાર તું,
ખા. રી. વાણી ના રી છે.

કુંવર— (૩૧)

અરે આવ્યું ગીમન્ત શીદ મારૂં હાય માત્મ (૨)

જીવી કાં જગે જનની જાતાં, હાય માતા (૨)
જેવો ગોળ વિના કંસાર, તેવો માતા વિણુ સંસાર. હાય.
દીવા વિના ઘર તેજ છે તેવું પિતાનું હેત છે
માતા મરી જાયા જીવી, મુવા બરાબર એજ છે. હાય.

## તાનારીરી— (૩૨)

આલી જાઓ જાઓ એંજે બોલો નંદકલાલાકો:
રાખે મેરેગી જુદાઇમેં, દગા દીયો કર્યો પીયા આલી.
એમ મો લીયો કાયો કીયો રહેગો નાંહિ જીયા આલી.
લગી હૈ આગી બિરહ ભભુકે અંગ જવાસા
પહાડ જરતાહૈ ફુવટ નાટી નિજકર.
એેા બુંદા હોવે આબ જબ ન્હાવે તીયા..........આલી
સાની સાસાગગમમ ધધ, નીનીધ નીનીધ નીની.
મધની સાનીધમ સાનીધમગ મગ
ધની સાગમ ધની સાનીધ મગ મગ સાની સાગગ
મમ ધમધ નીનીની સાની સાસા મધની ગમધની
સાની ધમગ ધમગ સાસાનીધ મગમધનીની ધમગ.....સાની
ગમધની ગમધની સાનીધમ સાનીસાનીધધગમ ધનીની નીધમગ
મગસાની સાસા

## કુંવર બાઇ— (૩૩)

આવશે લાવશે શ્રીહરી સીમંતમાં
હેમ હાર હીર ચીર મોતી થાળ અંકમાં આવશે.

પૂર્યાં પંચાળી ચીર નવસે નવાણું;
ખાધું ખાંતેથી ખુબ ભાજીનું ખાણું.
એક હરી આશ બીજું કાંઇએ ન જાણું, આવશે.
કર્યાં વિરંચી વચ્છ નવા નિપાવ્યા
માટી ખાઇને મુખ માતા ભુલાવ્યાં.
જેણે બ્રહ્માંડ માંહિ કોટી બતાવ્યાં આવશે.

નરસિંહ (૩૪)

નિશદિન નટવર હ્રદય વસેલા... નિશદિન
ધરો અરજ નિજ દાસતણી ઉર
છોહ કરો ઝટ છેલા. નિશદિન
નટખટ નાગર કરે હેકડી;
માંહ્ય મલીન મન મેલા. નિશદિન
કાલ યાદ કરો કૃષ્ણ કોડીલા;
બોલ સુણો મુજ ઘેલા, નિશદિન
બાર મેઘ તમ હુકમે હાજર:
વરસાવો વર વેલા. નિશદિન.

સ્રીઓ— (૩૫)

આજે આનંદનો અવસર આવ્યોરે તેને પુન્યેરે
બાળક કુંવર વહુને પેટ લાવ્યોરે તેને પુન્યેરે
સાસુ સસરાને સારાં સંતોષ્યારે તેને પુન્યેરે
એવાં પુન્યોનાં ફળ આજે પોખ્યાંરે, તેને પુન્યેરે

## કૃષ્ણ (૩૬)

આવાં કામ અનેક કરીશું,
કાગળ વાંચીને વિચરીશું,
લાખ કરોડો રૂપિયા દેશું, હાજર હુકમે હરદમ રહેશું.
જયાં જાઓ વેચો ત્યાં વેચાશું વાણોતર થઈ વહેલા ધાશું.
આવાં કામ.

## નરસિંહ તાનારીરી ( ૩૭ )

જસોદાના જાયા ડાહ્યા સુભદ્રાના વિરારે;
આવો વેલા વારે મારી હૈયા કેરા હીરારે
મારે તો છે ઓયું સાચી, આવોરે હાં વાલા આવોરે
( હાંરે હાંરે લાલજી )
યાચું છું તમ આગળે, મુજ સેવકના શેઠ
એક હીરનું કાપડું દીયો આપની એઠ. જસોદાના.
મામેરું મોટું કરી કર્યાં કોટીનાં કાજ,
એક હીરવણી કાપડે જાવા બેઠી લાજ જસોદાના.

## નરસિંહરામ વિગેરે— (૩૮)

મોહન તારી માળારે, આઠ પહોરે મુકું નહીં
કાના અંગે કાળારે, ચીતડેથી હું ચુકું નહિ મોહન.
જેમ પપીયો પીયુ પીયુ રટતો રાખી ટેક
સર સરિતાનાં જળ થકી પીયે ન ટીપું એક.
તેમ જપું તુંજ નામને વ્હાલ ધરી વિશેક;
બીજા બધા ચાળારે તેની કને ઢુંકું નહીં.

જેમ લઈ શીર બેડલું પનીહારી પથ જાય;
બોલે ચાલે કર તાળી લે, સુરતાં બેડા માંય
તેમજ મારી સુરતા લાગી ત્રિક્રમ કેરે પાય;
વળગે વિષયવાળારે તેને માથે થુકું નહીં.

લહેરચંદ, સારંગધર— (૩૯)

લહેર—શ્રીહરિ જેહનો સ્વામી, કરશો શું તેને કામી,
સારંગ—પાપીને પરતીયે ગામી, ક્યાંથી જાણ્યા બહુ નામી;
લહેર—અઢાર ક્ષોણી સેના પદચર હય ગજરથની જામી
ટીટોડીના બચ્ચાં તેમાં ઉગારીયાં નહીં ખામી.
એ જાણી થયો અનુગામી.........................શ્રીહરિ.
સારંગ—અંગ ઉજળું મનડું મેલું, હીણા હોય હરામી
વાણી વદતા વેદ તણી પણપર દુષણના દામી
આ પવિત્ર પદવી પામી, ક્યાંથી જાણ્યા બહુ નામી
લહેર—.................................શ્રી હરિ.

કુંવરબાઈ }
જુઠીબાઈ } (૪૦)

જારે જા જારેજા ખરેખર તું હરામી,
કામી સ્યામ મુખ લહીને દુરથા,
કળીયુગ તણો દુત અધમ તું,
નવદ વેણ તજી સાવ શરમ તું.

કહુ લળીજા, દુર ટળીજા;
જળી બળીજા ધુળ મળીજા..............તારેજા.

## નરસિંહરામ વિગેરે (૪૧)

વારેધા વિઠ્ઠલા વેલા, ધાજોરો રાય છ ઘેલોરે;
વહાણું વંચાવશે મેલા ..................વારેધા
પ્રણુત પાળજો પદ છે તારૂં પાળ ત્રિભોવનનાથ,
મોટાઇ મુકીને મુકમાં મોહન હેતે ઝાલજો હાથ.
હરી શોદ આપ હડશેલો... ... ... ... ... ....ધાજોરો.
તાત તારા તને તેડીને ત્રિકમ ચોરી લાવ્યા ગોકુળ;
તાતનાં લક્ષણ તુજમાં આવ્યાં ચોર્યાં નારી પટકુળ,
ખોલાવે કાં ખોટનાં ખેલો ... ... ... ... ... ...ધાજોરો
કોડીનું કિમતી સુતર કાચું, ફુલડાં કેરી માળ;
તેમાં લોભાઇને જાત તેં તારી. દેખાડી દીધી ગોવાળ.
પરાણે તું આપતો પેલો... ... ... ... ... ... ધાજોરો.

## નરસિંહરામ--- (૪૨)

વારે ચડ વાહલા મારા વ્રજના વાસી, મૃત્યુના મુખથી મુકાવારે
સ્યામાની સોડ છોડી દામોદર આવ દોડી, હું તો કરૂં છું કાવાદાવારે
પ્યારીને મુક પરી ભકતની ભાળ કરી મોટાઇ રાખ તારી માવારે..વા.
અર્જુનનો રથ હાંકયો રાધાવર રંગ રાખ્યો કૌરવના કુળને કપાવારે
ભકત વત્સલતા તારી વ્હાલા તે ક્યાં વીસારી જાદવા કાંદે માથું જાવારે
મોરારી મોટા કીધા કાના તે કોલ દીધા. સાહે સંકટ માહે થાવારે
વિસારી કોલ તારો પાળજે સોગ મારો, જાજે જમુનાજીમાં નાવારે..વા.

નરસિંહરામ-- (૪૩)

વા વારે વાદીલા વિચારી વાત
મેં વાલા વિતાવી વસમી રાત
ઠીક પધાર્યો પ્રભુ તું પ્રભાત
ખુદા બળદ તો છુટી પુઠળ અતિ મને દોડાવીયો
પ્રીતની રાસડીથી તને નાથ્યો. તોય બંધ તોડાવીયો,
ગોરીયો આવ્યો ગમાણે પ્રાત, મરણ મોથી મુકાવીઓતાત...વા.



# ૭૦ સીં દસ્તુર.

## ચાર્મીંગ પીલ્સ (ધાતુ પૌષ્ટીક ગોળીઓ.)

આ ગોળી લાંબા વખતના અનુભવ બાદ એના ગુણ વીષેની પ કકી ખાત્રી થયેથી બહાર પાડવામાં આવી છે. પાંડુરોગ, નબળો, માથા નો દુખાવો, હાથ પગની કળતર, મગજનું ખાલી પડવું, જઠરાગ્નિનું મં દ પડવું, સ્વપનાવસ્થા વીર્યશ્રાવ કુછંદ તથા કુટેવથી પ્રાપ્ત થયેલી નબ ળાઇ તથા નપુશકપણું તેમજ થતો ક્ષય એ દરદોપર આ ગોળીઓ ખાસ ચમત્કારી રીતે અસર કરે છે એથી મંદ પડેલી જઠરાગ્ની સતે જ થાય છે ખોરાક હજમ થાય છે શરીરમાં દીનપર દીન લોહીનો વ ધારો થતો જાય છે નબળી પડેલી નસોને તાકાત મળે છે અને મગ જ સ્થીર થાય છે એ ગોળીની બનાવટમાં ફોસફરસ દરમીયાન કોકો (લેકટેટ) ઓફ પેપસીન (પેપટોનાઇઝડ પેપસીન) તેમજ બીજી પૌષ્ટીક દ વાઓ વાપરવામાં આવી છે ૪૨ ગોળીની સીસીની કી. રૂ૦ ૧.

## સ્પેશીફીક ફીવર મીક્ષચર.

ત્રીજીઓ, રોજીઓ, એકાંતરીઓ, ચોથીઓ, પીત જવર, જીર્ણ જવર તેમજ લાક્ષણીક તાવ (બીજા દરદનાં લક્ષણ તરીકે આવતો તાવ) જંગલી ફીવર વીગેરે તમામ જાતના જવર (તાવ) માટે આ હમારૂં મીક્ષ ચર એક રામબાણ ઉપાય છે એ મીક્ષચર (તાવ) હોય યા ન હોય તો પણ લીધામાં આવે છે, કી. રૂ૦ ૦ાા.

## સ્પેશીફીક ફીવર પાઉડર.

આ પાઉડર રોજીઓ, એકાંતરીઓ, ચોથીઓ, પીત જવર, જીર્ણ જવર તેમજ લક્ષણીક તાવ (બીજા દરદના લક્ષણ તરીકે આવતો તાવ) જંગલી ફીવર વીગેરે તમામ જાતના જવર (તાવ) માટે આ હમારો પાઉ ડર એક વીજળી મીસાલે કામ કરે છે એ પાઉડર માટે હમો હમારે મો ઢે કહેવાં કરતાં સુરત જીલ્લામાંના કોઇ પણ માણસને પુછવાથી ખાતરી થશે ગરીબ લોકોના ફાયદાને માટે આ હમોએ ખાસ પાઉડર કાઢયો છે એ પાઉડર (તાવ હોય યા ન હોય તો પણ લેવામાં આવે છે).

**વેચનાર ઠાકોર બ્રધર્સ ની કું. કેમીસ્ટ કણપીઠ સુરત.**

## જાહેર ખબર.

મુજબ કિમ્મતથી નાટકના ઓપેરાની ચોપડીઓ ..ને જોઇતી હશે તેને રોકડે પૈસે વાંકાનેર આર્ય ..ક નાટક કમ્પની પાસેથી મળશે:—

| | | | | |
|---|---|---|---|---|
| મીરાંબાઈ | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નરસીંહ મહેતો | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સંસારી સાવિત્રી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| રમણ સુંદરી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| જગતસિંહ | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શેલબાળા | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ઇન્દુમતી | નાટકના ... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સતી સુંદરબા | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શુરવીર શીવાજી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નર્મદા ...... | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સીતા સ્વયંવર | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| પ્રેમચંદ્રિકા | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્ર | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| મહારાણા | પ્રતાપના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ગોપીચંદ | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| કુમુદ કિશોરી | નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |

ઉપરનાં પુસ્તકો કંપનીના મુકામેથી મળશે તેમજ ગુજરાતના તમામ નામીચા શેહેરોમાં અમારી કંપનીના દરેક એજંટો પાસેથી મળશે. વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ રાખવામાં આવશે નહિ. વિનંતિ ગ્રંથ કર્તા.